# શામળભટ કવિના છુટક છપાનો સંગ્રહ.



ન્હાના બાળકો ઇતિયાદિઓને ચાનક આપનાર.

બનાવનાર એક વિચારેથી.

આવૃતિ. પેહલી



એશિયાટીક પ્રેસમાં છાપીછે.



છપાવનાર તથા વેચનાર મુંબઈના કાળકાદેવીને
રસ્તે રામવાડી પાશે
ઈશ્વરદાસ લાયબ્રેરીવાલા.

# ઈશ્વરની કૃપા તથા કોપવિષે.

દાવાનળમાં દેહ પડે, અગ્નીની આંચે;
પડયો પાણિને પૂર, ચડયો વેરીની ચાંચે:
પાય કોઇ વિષ પાન, શસ્ત્ર મારે બહુ રીશે;
સેજે કરડે સાપ, રૂંધિ રાખે કોઇ રીસે:
જોરાવર જુલમી જુલમથી, ચિપિયે તોડે ચામજી;
કવિ સામળ કહે એવે સમે, રક્ષણ કર્તા રામજી. ૧

રૂડો પંખિ રણ માંહિ, પડયો અહેડેરી આંચે;
જ્યાં ઊડયો આકાશ, સિચાણે લીધો ચાંચે;
એક પાશ તો શ્વાન, બિજી પાશે તો અગ્ની;
ત્રિજી પાશ તો જાળ, ચોથિ પાશે જન જગ્નની;
ત્યાં અહિયે આહેડી ડશ્યો, બાણ સીંચાણો પડયો;
લપટાણો શ્વાનજ જાળમાં, પંખીને મારગ જડયો. ૨

રૂઠયો જયારે રામ, સગો નવ કરે સગાઇ:
રૂઠયો જયારે રામ, ભગનિજ રૂઠે નહિ ભાઇ;

રૂઠયો જ્યારે રામ, તનુજ ત્યાગે મા બાપે;
રૂઠયો જ્યારે રામ, અકલ સૂઝે નહિ આપે;
રૂઠયો જેને શિર રામજી, ઉપાય બીજો નહિ કશો;
તો તુરત છુટે બંધન થકી, શામળ રામ રુદે વસ્યો. ૩

---

પિતા કહે નહિ પુત્ર, મિત્ર ન કરે મિત્રાઇ;
મામો નહિ ભાણેજ, નહીં સસરો જમાઇ;
નારી ન કહે નાથ, સગાની જાય સગાઇ;
ભ્રાતી ન કહે ભ્રાત, પિત્રિ ન કહે પિત્રાઇ;
વળિ શત્રૂ થાય સગાં સઊ, દેખાડે નહિ દામજી;
કવિ શામળ કહે સગપણ ગયું, રૂઠયો જ્યારે રામજી.૪

---

જે બેસે ગજશીશ, ચરણ અણવાણે ચાલે;
ન જુએ તડકો ટાઢ, ફરે દાવાનળ ઝાળે;
જે ઘેર લાખ કરોડ, વ્યાજ ભરતા તે દીઠા;
સુતા પુષ્પની સેજ, કાશદા કરે વસીઠા; [અડે;
છે એવિ અકળ ગતિ દૈવની, સુખ ત્યાં દુઃખ આવી.
શામળ કહે સગળાં માનવી, સાંખે દુખ જે શિર પડે.૫

ડહાપણ નાવે અર્થ, અર્થ નાવે ચતુરાઇ;
નહી અર્થ માબાપ, નહી ભગની કે ભાઇ;
અર્થ ન આવે રૂપ, ન આવે સ્ત્રીપણ તેવી;
નાવે સંચ પ્રપંચ, દેવ કે નાવે દેવી;
ગ્રહ વાંકા રૂઠયો રામજી, પૂરૂં સંકટ આવી પડે;
તેસમે ધર્મ પોતા તણો, કહે શામળ વારે ચડે. ૬

---

કુંભાર નીભા માંહિ બચ્યાં બીલીનાં રાખ્યાં;
ટીટોડી સુત ત્રણ્ય, ભર્યા ભારતમાં ભાખ્યાં;
કપોતનાં બચ્ચાંય, સિચાણે ચાંચે લીધાં;
આ હેડી કરૂ બાણ, છુટી મૂકાવી દીધાં;
એવાં અનેકધા ઇશ્વરે, કીધાં કોટિક કામજી;
શામળ કહે કોણ હણીશકે,રક્ષક જ્યાં શ્રી રામજી.૭

---

દિકરી કેડે દામ, ખરચિ જોબનમાં રાંડે;
જન્મ કુવારાં જાય, પછી ઘડપણ ઘરમાડે;
મૂકે નિરમાં નાવ, બને એવું કે બૂડે;
ધણિ પકવે બહુ ધાન, આવિ ગામોતર ગૂડે;

મનમાં મનસૂબા મન રહે, વિચારશુ વાયે જાયછે;
મન મમત ઘણો મૂરખકરે, કર્તાનું કરયુ થાયછે. ૮

---

જગત અન્ન આધાર, અન્ન દૈવત એ મોટું;
અન્ન વણ ન રહે જીવ, અન્ન વણ સરવે ખોટું;
દેવ દનુજ નર નાર, જીવેછે અન્નને જોરે;
અન્ન વિનાનું સર્વ, અતી અંધારૂ ઘોરે;
પાળણ પોષણ પૃથવી વિષે, કરતારે કૃત કૂરણા;
શામળ કહેછે સેવો સઊ, આદ્ય શક્તિ અન્ન પૂરણ. ૯

---

સિતારામ તે એજ, એજ શ્રીરાધા કૃષ્ણ;
એ ઊમયા નેં ઈશ, પંડિતે કીધું પ્રષ્ણ;
એ રોહણી નેં ચંદ્ર, એજ બ્રહ્મા સાવીત્રી;
મંત્ર જંત્ર નેં તંત્ર, એજ ગુણ નીધી ગાયત્રી;
અન્ન પૂર્ણા સૌગી ઈષ્ટછે, બુદ્ધિવંત જન બૂઝશે;
શામળ કહે અન્ન આધારથી, સર્વે ડહાપણ સૂજશે. ૧૦

અન્ન પૂર્ણા વડીમાત, જગત જીવાડણ જાણી;
અન્ન વીના સઊ શુન્ય, અન્નવીણ જીવે ન પ્રાણી;
અન્ન વીના સુખ અલ્પ, અન્ન વીણ ચરણ ન ચાલે;
અન્ન વણ ભાવે ન ભકતી, અન્ન વણ મોજ ન માલે;
ઈશ્વર વહાલો નહી અન્નવણ, ગાનતાન ગુણ નવગમે;
શામળસેવો અન્ન પૂરણા, સકળ દુઃખ એથીશમે. ૧૧

---

## પેટ ભરાવા વિષે.

પેટ કરાવે વેઠ, પેટ વાંજા વજડાવે:
પેટ ઊપાડે ભાર, પેટ ગુણ સૌના ગાયે;
પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરેછે;
પેટ કરેછે જાર, પેટ તો સત્ય હરેછે;
વળિ સંચ પ્રપંચ અધિકકરે, પેટ કાજ નરકે પડે;
શામળ કહે સાચું માનજો, પેટ પાપ નરને નડે. ૧૨

---

વિપ્ર પેટને કાજ, શાસ્ત્ર વાંચે ને શિખે;
વિચરી વળિ વિદેશ, ભણેલા થઇને ભાખે;

વણિક પેટને કાજ, ચાહિ નેં વહાણ ચડેછે;
મજુર ઉપાડે ભાર, ઘણા જન ઘાટ ઘડેછે;
વળિ કરેછે કાશદ કાશદુ, શિર કપાવિ તસકર મરે;
કહે શામળ પેટને કારણે, કુળાચાર સૌ કો કરે. ૧૩

---

પેટ ચડાવે વાંશ, પેટથી નરતક નાચે;
પેટ કાજ ગુણ ગાય, ઊંચ નીચાને જાચે;
પેટ કરે છળ કપટ, પેટ રણમાં રખડાવે;
પેટ કરે વિખવાદ, પેટ તો શીશ કટાવે;
ચોરી ચાડીનેં ચાકરી, અધર્મ સૌ આ પેટના;
શામળ કહે સાચું માનજો, પ્રપંચ પાપી પેટના. ૧૪

---

કિયા ધડકણ નેં ધોર, કિયા ગુણહિણને જ્ઞાતા;
કિયા કૃપણ ને કર્ણ, કિયા દંભીનેદાત્તા;
કિયા રંકને રાય, કિયા અકરમી ઇંદર;
કિયા પાપિ પુન્યવંત, કિયા ચખહિણને ચંદર;
વળિ અણ પંડિત પંડિત કિયા, બેશિ પારકે બારણે;
શામળ કહે માન ગમાવિયાં, કુડા પેટને કારણે. ૧૫

---

ક્રિયા દરિદ્રિ દિવાન, ક્રિયા કૂરૂપ રૂપાળા;
ક્રિયા જુધિષ્ટિર જોર, ક્રિયા ભિક્ષુક ભૂપાળા ;
ક્રિયા બુદ્ધિ બળવંત, ક્રિયા ગધ્ધા ને ઘોડા;
ક્રિયા કપૂત સપૂત, રામ લક્ષ્મણના જોડા ;
નર નાર જાર નેં સતિ ક્રિયાં, જાણેં જેને વારણે;
શામળ કહે માન ગમાવિયાં, કુડા પેટને કારણે. ૧૬

---

ક્રિયા નીચ નેં ઊચ, ક્રિયા રોગી ને સાજા ;
ક્રિયા અબળ નેં સબળ, ક્રિયા દુર્બળ ને તાજા;
ક્રિયા અજાણ નેં જાણ, ક્રિયા પથ્થરનેં હીરા ;
ક્રિયા અજા ગજરાજ, ક્રિયા વેરી નેં વીરા ;
જૂઠા બોલા સાચા ક્રિયા, નીચ બુધ્ધ કરે નેટને;
શામળ કહે માન ગમાવિયાં, પ્રપંચ પાપી પેટ કારણે. ૧૭

---

કઈ લછ ને અલછ, કઈ રંજિત નેં રંગા;
કઈ રૂપ હિણ રત્ન, કઈ ગંદીનેં ગંગા ;
કઈ મૃગ નેણી નાર, કઈ વળિ આંખે કાણી;
કઈ દાસી દેખિયે, રીઝ વાળી કઈ રાણી ;

જે ષોડશોપચાર લીધા વિના, દક્ષણાવંત વળીકહ્યા;
શામળ કહે કવિ ગોવીંદ પણ, પેટ તણે વશ સઊ
[રહ્યા. ૧૮

---

પેટ કરાવે પાપ, પેટ પરદેશે કાઢે;
પેટજ કરે પ્રપંચ, ચલાવે મારગ આડે :
પેટ કરે પાખંડ, પેટ વણ વાંકે દંડે;
પેટે સંકટ થાય, પેટ મેહેનતમાં મંડે ;
સતિ નારીને ગુણકા કરે, શા અવગુણ કહું પેટના;
શામળ કહેછે સૌ જાણજો, પ્રપંચ પાપી પેટના.૧૯

---

## ઉપદેશ વિષે.

બાળપણે વર્ષ બાર, જાય રમતાં ને જમતાં;
પૂર જોબન પચવીશ, ઘેર ધરણી શું ગમતાં;
ચિત્ત ધરે ચાલીશ, વિવિધના વાદ વિવાદે;
પચાસ સાઠ સિતેર, વધે વળિ તૃષ્ણા આદે;
આયુષ તો એમજ ખોઇયું, કામ ક્રોધના કામમાં;

શામળ કહે નર તેં નિમિષ પણ, રાખિ ન પ્રીતી
રામમાં. ૨૦

---

જુગારિના શણગાર, કનક કથિરજ કરિ નાંખે;
જુગારિ મંદિર મ્હેલ, સહજમાં ભુંડાં ભાંખે;
જુગારિ ગાંઠે ગરથ, વ્યર્થ પથરાજ પ્રમાણે;
જુગારિ ની જે લાજ, જવા બેઠેલી જાણો;
વળિ વ્યંડલને ઘેર વીનતા, રીઝ થકી જેવી રહે;
ત્યમ જર જુગારિ ના હાથમાં, કવિ શામળ સાચુ
કહે. ૨૧

---

મૂકે ધન માં બાપ, તે એલમાં પાપી બૂડે;
ભર્યા હોય ભંડાર, સુખે ઘડિયે નવ સુઝે;
બાપે આપી ભૂમિ, પુત્ર પાપી નવ પાળે;
કહિયે વળી કપૂત, વેર જેકો નવ વાળે;
કહું સળથી કપૂત કુલક્ષણે., જશસ્વિ થઈ જુગટૂ રમે;
શામળ કહે સત્ય ન આચરે, ગોવિંદના ગુણ નવ
ગમે. ૨૨

---

## નરસી ટેવ વિષે.

કરે ચોરિ જે ચોર, એકદિન શીશ કટાવે;
કરે જારિ જે જાર, માન મરજાદ મટાવે;
કરે ચાડિ જે ચાડ, સુજશ જોતામાં જાય;
નિરધનજો વેપાર, કદી દેવાળુ થાય;
જે મોટા સાથ મમત કરે, મોત વિના નિશ્ચે મરે;
નીરાશ રહયાથી પણ નકી,કેમ અરથ એકે સરે.૨૩

---

## સહજવેર વિષે.

વેર કૃપણ દાતાર, દેખિનેં દિલમાં દાઝે;
વેર વ્રિતક નં વિપ્ર, પરસ્પરના મત ભાંજે;
વેર શ્વાન માંજાર, વેર તો ગરૂડ અહીને;
વહુ સાસુને વેર, ગજરાજ સહીંને;
વળી વેર પાપિ પુન્યવંતને, વળિ ઓરમાયા ભાઇને;
એ સહજ વેર શામળ કહે, બેહેન અભાગણિ ભા-
ઇને. ૨૪

---

વેરી ધન લેનાર, વેરી ખાનારો ચાડી;

વેરી દુખ દેનાર, વેરિ જે વાતો આડી;
વેરી જન હણનાર, વેરિ જે ગ્રાસ મુકાવે;
વેરી ખુએ વેહવાર, વેરિ અવસર ચૂકાવે;
એવા અનેક વેરી અધિક, હાડ વેર હું કહું કથી;
શામળ કહે વેર વિ જારીનું,તેહ સમો વડ તો નથી.૨૫

---

વેર ભર્મને કર્મ, વેર સોકયો જ્યાં સરખી;
પાટીદાર પટેલ, વેર ઇજારા કરખી ;
વેર વણજ અ વિવેક, વેર ભીક્ષા પર ભીક્ષા ;
વેર મુર્ખને મિત્ર, શાણ પણથી દે શીક્ષા ;
એવાં વળિ વેર અનેકછે,નાઈ ઉપર નાઈ જશે;
વળિ સદાવેર શામળ કહે,સદગુણને દુરગુણ વિષે.૨૬

---

પિતા તણો હણનાર, એહ પણ વેર અનેરૂં ;
હણે નારિ કે પુત્ર, તેહ પણ વેર ઘણેરૂં ;
કરે નિત્ય અપમાન, કલંક ચડાવી કોપે ;
હરે ભૂમી ઘર સૂત્ર, લાજ લોકોમાં લોપે ;
પણ હાડ વેર એથી અધિક,શામળ ભટ સાચું ભણે;
જે જુલમ વેરતો જારિનું, હત્યા કર્તા નવ ગણે.૨૭

જે જેવો ગઢલંક, જેવિ મણિ ધરની મણિયો;
જેવી વાઘની મૂછ, જેવિ ફણિધરની ફણિયો;
તરવો અરણવપાર, ભાગવી શીલા શીશે;
જીરવવું મહઝેર, આપ આધું જે દશે;
છે એ સગળાં તો સેહેલાં, વેર દોહલું જારનું;
છે વાર તરખલું તોડતા, હેત હોય પણ નારનું. ૨૮

---

## રાજા કે અમલદાર વિષે.

રાજાનો વિશ્વાસ, કરે વણ મોતે મરશે;
રાજાનો વિશ્વાસ, કરે ધન ધીરજ હરશે;
રાજાનો વિશ્વાસ, કરે તો રામજ રૂઠયો;
રાજાનો વિશ્વાસ, કરે તો કાળજ ફૂટયો;
રાજાને મિત્રજ માનશે, કહું ડહાપણ તો શું કથી;
કવિ શામળ કહે છે, કોઇનો મહિપતિ મિત્ર શુણ્યો નથી. ૨૯

---

રૂઠયો વિપ્ર દે શ્રાપ, રૂઠયો કિંકર કર જોડે;
રૂઠયો શત્રુ દે દાવ, માન મરજાદા મોડે;

રૂઠયો પડોશી પાપ, ગોઠિ ચુગલી જઇ ખાય;
નારિ રૂઠે જો નીચ, મરે કે નિકળી જાય;
રાજા રૂઠયો રિધ્ધી હરે, જશ જર જીવ જોખમ કરે;
તે ધરમ શરમ ને નવ ગણે, દુખ દેતાં દિલ નવ ડરે. ૩૦

---

કહે દિવસને રાત, રાતને દિવસ કહેછે;
હાહા કહેછે સર્વ, લક્ષણ સઊ લાજે લેછે;
જળ-સ્થાને સ્થળ કહે, કહે સ્થળ-સ્થાને નીર;
વિરને વેરી કહે, વેરિને કહેછે વીર;
ચપટિયો વજાડે લાખજણ, ખજિયા બોલે બળ કરી;
કહે ખરૂં ખરૂં ખોટું નહીં, કોઇ ન ત્યાં પૂછે ફરી. ૩૧

---

ન હોય કાગ પવિત્ર, મિત્ર સોગી નહિ કોનો;
દૂત નહી સત્ય વંત, જુઠો સાચો નહિ માંનો;
નહિ નપુંસકમાં નૂર, સાથ નવ હોય અનાથે;
કામ તૃપ્ત નહિ નાર, દામ નવરે સુમ હાથે;
જોરાવરિયે જશ હોય નહિ, શામળ કહે કહું શું કથી;
ત્યમ મિત્ર મહીપતિ કોઇનો, સ્વપ્નામાં શુણ્યો નથી. ૩૨

---

રાય રૂઠ્યો લે દંડ, કરે ખંડન મહાજનનું;
રાય રૂઠ્યો લે લૂટી, માન મોડે મહાજનનું;
રાય રૂઠ્યો લે જીવ, પ્રાણ કાઢે પળ એકે;
રાય રૂઠ્યો લે લાજ, નીર ઊતારે નેકે; [તણું;
કદિ રામ રૂઠે દુખ નહિ ઘણું, જાન જીવ જોખમ
શામળ કહે નૃપ રૂઠયા તણું, દુનિયામધ્યે દુઃખ ઘણું. ૩૩

તે કું ભલું શત્રુનું, દામ કામે દંડાવે;
તે કું ભલું કો દુષ્ટ, દેશ છળ કારે છંડાવે;
તે કું ભલું યમરાજ, જીવ જલદી લઇ જાય;
તે કું ભલું લેણદાર, લેણું લઇ મારગ થાય;
શુભ તે કું તાવ તરિયા તણું, સિંહ સર્પ વિષપાનનું;
શામળ કહે ભુંડું સર્વથી, દુઃખતો તે કું દીવાનનું. ૩૪

કોઇ સમે દે દ્રવ્ય, કોઇ વેળા મન મેલે;
કોઇ સમે કરે કોપ, કોઇ વેળા ખુશિ એલે;
કોઇ સમે શિરપાવ, કોઇ વેળા લે લુટી;
કોઇ સમે રહે રાજી, કોઇ વેળા રહે રૂઠી;

જુદા ઘડિ ઘડીમાં ગુણ ઘણા, શામળ સત્ય કહે સહી;
બહુ દીઠાને બહુ સાંભળ્યા, નૃપતિમિત્ર કોના નહી. ૩૫

## સાહુકાર વિષે.

અધર્મ કે અભિમાન, ગાન કે તાન ગણે નહિ;
નિંદા નીચ સ્વભાવ, ભુંડું મુખ વેણ ભણે નહિ;
વણિક માંહિ ગુણ વીશ, રીસતો ન ચડે રંગે;
ચોરી ચાડી જૂઠ, અહંપદ ધરે ન અંગે;
કદિ ગાળો કોઇ કદે ઘણી, પાછી વાળિ ન જાણિયો;
વળિ પુઠ ન બોલે પારકી, વ્યવહારી જે વાણિયો. ૩૬

વીશ વસા નહિ વણિક, જીભ જે જુઠું બોલે;
વીશ વસા નહિ વણિક, પેટનો પડદો ખોલે;
વીશ વસા નહિ વણિક, ઉતાવળિયો જે થાયે;
વીશ વસા નહિ વણિક, વનીતા શું વહેવાય;
વળિ વીશવસા તે વણિક નહિ, ચડયો રાવળે જાણિયો;
જે સત્ય તજે શામળ કહે, વીશવસા નહિ તે વાણિયો. ૩૭

જીવ દયા પ્રતિપાળ, આળ એકે નવ બોલે;
ન્યાવટ સાવટ નેક, ધર્મની ધારણ તોળે;
સદાવ્રતની સાખ, લાખ ઠેકાણે લહિયે;
પુન્ય વાતમાં પૂર, નૂર કુળ શુધ્ધે કહિયે;
માનેછે મોટા મહિપતી, દેશ વિદેશ કોઠી કરે;
શામળ કહે સો સુલતાન સમ, એમાં નવ અંતર [ધરે. ૩૮

---

વાસ નહી જયાં વણિક, નગર તે ઉજડ કહેવું;
વાસ નહી જયાં વણિક, રાત વાસો ન રહેવું;
વાસ નહી જયાં વણિક, કશો વેપાર ન કરવો;
વાસ નહી જયાં વણિક, તહાં ભંડાર ન ભરવો;
વિદ્યા વિવેક વૃધ્ધી નહી, વસે નહી જયાં વાણિયો;
એ અધિક અઢાર વરણ વિષે, શામળ જુગતે [જાણિયો. ૩૯

---

## શુરવીર વિષે.

ગાંડા પણ ગુણવંત, કદી મોટમ નવ માણે;
નહીં ટેક તરજીબ, અહુંપદ મન નવ આણે;

વાંકા ચુંકા ન થાય, બોલ નવ વાંકા બોલે;
પોતે થાય ન પ્રૌઢ, પરો પડદો નવ ખોલે;
પણ વિર હાક વાજે જહાં, ત્યાં ધીરજ મનમાં ધરે;
પછિ જયમ ગોલા ચોખ્ખા છોડે, વેરિ ઉપર કર
વાવરે. ૪૦

---

## મમતવિષે.

મમતે ખરચે દ્રવ્ય, મમતથી વીવાહ માંડે;
મમત કપાવે શીશ, મમતથી માયા છાંડે;
મમતે હારે હોડ, મમત ઘરબાર ઘટાડે;
મમત ચડાવે આળ, મમત તો માન મટાડે;
મોટા પુરૂષો સઉ માનજો, રૂડી વાતમાં રેલજો;
શામળ કહે જીતો જગતમાં, મિથ્યા મમત મેલ-
જો. ૪૧

---

મમતે જાય વિદેશ, મમત તો રાજ્ય મુકાવે;
મમતે મૂકે શરમ, મમત ચતુરાઇ મુકાવે;

મમત કપાવે કિરતી, મમત અપજશ ઓપાવે;
દુખનો ડુંગર મમત, ઝેરનાં તરૂ રોપાવે;
મમતે તો મોટમ નહિ રહે, મમત થકી મરવું પડે;
શામળ કહે મમત મૂકજો, મમત નક્કી નરને નડે. ૪૨

---

વઢે રાય નેં રાય, પ્રજા ત્યાં તો પીડાય;
વઢે મહીપ નેં મહીપ, ઝાડનું છેદન થાય;
વઢે ભ્રાત નેં ભ્રાત, દુઃખ પામે ડોકરડાં;
વઢે ધણી ધણિયાણિ, પિડા પામે છોકરડાં;
વળિ વિપ્ર વિપ્ર માંહિ વઢે, દેવે લેવે દાનને;
શામળ કહે સાચું માનજો, મહાં દુઃખ જજમાનને. ૪૩

---

## પરચુરણ છપા.

જાય શત્રુને સાથ, ફંદેમાં તે તો ફસે;
જાય શત્રુને શરણ, ખરેખર જીવજ ખૂએ;
જો દેખાડે ઠામ, ઠામ ઠેકાણું જાશે;
શત્રુનો વિશ્વાસ, કરે તે ધોકા ખાશે;
અણ જાણ્યા ને જે ગુણ કરે, દયા ધરે કે દેહમાં;

શામળ કહે તે દુઃખ પામશે, નર અજાણ શું
[નેહમાં. ૪૪

---

કપૂત કહિયે તેહ, બહૂ પરિયાને બોળે;
કપૂત કહિયે તેહ, ધર્મ ધારણ નવ તોલે;
કપૂત કહિયે તેહ, રંક જનનેં રંજાડે;
કપૂત કહિયે તેહ, ભવન આ આં ભંજાડે;
એવા તો કપૂત અનેક છે, અહંકાર ધરે આપનો;
શામળ કહે સઉથિ કપૂત, જે બોલ ઊથાપે બા-
[પનો. ૪૫

---

સપુત નામ સરદાર, કોઇ ઉપર નવ કોપેઃ
સપુત નામ સરદાર, પિતાનું વચન ન લોપે;
સપુત નામ સરદાર, ગયા શ્રાધ્ધે જે સારે;
સપુત નામ સરદાર, હોય સમરથ પણ હારે;
વળિ સપુત નામ સરદાર, તે કુટુંબનું પોષણ કરે;
શામળ કહે સપૂત સલક્ષણા, માતપિતા જેના ડરે. ૪૬

---

ચતુર લોકનું છિદ્ર, જગતમાં કોઈ ન જાણે;

ચતુર ન ચિંતા ધરે, મોજ આનંદે માણે;
ચતુર લોકનો વણજ, જણાય ન લેવું દેવું;
ચતુર લોકનું પુન્ય, ગુપત કોઈને નહિ કેહેવું;
વળિ ચતુર લોકનો પારતે, કોઈ પંડિત ન પારખ્યો;
મૂરખનાં મૂળ જાણે સઊ, તે શામળ ભટ સરખો. ૪૭

---

સંકટ થકી કર પાંચ, વેગળે વાટે થાવું;
અશ્વ થકી કર આઠ, જાણ ને ચાલ્યા જાવું;
ગજથકી ગજ શત પાંચ, આંચનો જન અધિકારી;
સિંહ થકી કર સહસ્ર, અહેથી એજ વિચારી; [સો:
પણ ચોર થકી ચો ગામતજ, ચુગલ થકી તો ગામ-
કરિ દેશ ત્યાગ દૂરિજન થકી, શામળ કહે શાણા
વસો. ૪૮

---

પાળે તેને ખાય, સિંહ વાઘણ નેં સરપણ;
પાળે તેને ખાય, કપુત રજપુત નેં કરપણ;
આંખ અપંગો જાર, તેહ ઘરમાં ઘર મેલે;

કાયર નૃપ કહેવાય, દેશના જનને દંડે;
ઢાંડું છોરૂં નેં માગણો, પ્રિત દેખે ત્યાં પરવરે;
પણ ચોર ચુગલ જે કૂમિત્ર જન, મળતા સાથ
[કુકુંકરે. ૪૯

## સદગુણ સ્ત્રી વિષે.

નારી તેનું નામ, કરે સ્વામીની સેવા;
નારી તેનું નામ, દીલથી જાણે દેવા;
નારી તેનું નામ, દુઃખ સુખ ઘટતા લહિયાં;
નારી તેનું નામ, સ્વામિના અવગુણ સહિયાં;
વળિ નારી જે નમિ ચાલશે, નારી સફળ ફળે ફળે;
જીવે ત્યારે જશ જીતિ લે, અંતકાળ બાહે બળે. ૫૦

નારી નરનું અંગ, સૂખ દેયણ કરે સેવા;
ભળે પુન્યમાં ભાગ, લાભ જશ લાખો લેવા;
શામાથી સંતાન, ધર્મ-શ્રુંધા તે ધારે;
પ્રગટે પુત્ર સપૂત, કૂળ ઇકોતેર તારે;
કુળ સુધ્ધ મળે જો કામની, સ્વામી ને સુખ દે સતી;
હું એમ વિચારૂં આપથી, પુન્ય વંત તેનો પતી. ૫૧

નિર્મળ મનની નાર, સ્વામિને સ્વર્ગ પમાડે;
જુવતી જોબન માંહિ, રીઝથી રંગ રમાડે;
ઢાંકે કૂળ કલંક, સરસ ચલવે ઘર સુત્ર;
વધે તેહથી વંશ, પરસવે પૂત્ર સપુત્ર:
વળિ હોય સતી શુભ સાધવી, પુન્ય વંતિ તે પારખી;
છે નીચ કોઇ કજ નારિયો, સ્વ ભાવે સઊ નહિ
[સારખી. ૫૨

---

## સદગુણવિષે.

કામક્રોધ નેં લોભ, મોહ માયા નવ મંડે;
અહંકાર અભિમાન, છક્ક છળ ભેદજ છંડે;
પરધન નેં પર નાર, તજે પર નિંદા પ્રીતે;
સત્ય સાથ સંબંધ, રજોગુણ રાખે રીતે;
દે દાન માન સનમાન શુભ, પરમારથ પ્રીતે કરે;
જે ગ્રહસ્થમાં ગુણ એટલા, તો ઇકોતર ઊધ્ધરે. ૫૩

---

છાની ન રહે છેક, રીત ભુંડી કે રૂડી;
ઘરમાં કરિયે ગુહ્ય, દેશમાં વાગે ડુંડી;

છાનો ન રહે પુરૂષ, શૂર કાયર કે દાતા;
છાનું ન રહે છિદ્ર, ભ્રાત ભગની કે માતા;
વળિ વિદ્યા છાનિ રહે નહી, લિલા લેહેર લક્ષ્મિ તણી;
કદિ છાનું પાપ રહે નહી, ઓદિ ભાલે પૃથ્વિ ખણી. ૫૪

---

રાજા ને સાલ, ફટાયો ભાઇ ફુટે;
એક પ્રજાને સાલ, ભૂપ વણ વાંકે લુટે;
વેપારીને સાલ, પટતર પડકુળ નાંખે;
પુરૂ પુરૂષને સાલ, ભામની ભુંડું ભાખે;
શામાને શાલજ શોકયનું, મૂરખને વિદ્યાતણું;
જે નર નબ માને નારને, આને સાલે તે ઘણું. ૫૫

---

નાગો નવ લૂટાય, સુમે નવ દાન અપાય;
સાચો નવ દંડાય, ક્ષમાધર કદિ ન કપાય;
વૈદ જુએ શુ નાડ, નિરોગી જેની કાયા;
ગુણિકાથી ન ઠગાય, મેલિ જેણે જગ માયા;
મૃત્યુ પણ મારી નવ શકે, આયુષ છતાં આપને;

જમથી પણ નરક નખાય નહિ, શામળ નર નિપ
પાપને. ૫૬

---

ભલેંજ જાયો જંન, જેથિ સુખ પ્રાણિ પામ્યા;
ભલેંજ જાયો જંન. જેથિ દુન્યાં દુખ વામ્યાં;
ભલેંજ જાયો જંન, દાન દાતા કહે વાણી;
ભલેંજ જાયો જંન, સદા સદ ગૂણિ ગણાયો;
જનની એ જંન ભલે જણ્યા, શૂર પૂર દાતા ભગત.
શામળ તે ભલેંજ જનમિયા, જેથી સુખ પામ્યું
જગત. ૫૭

---

ઇંદ્ર વારણાં હોય, કોય ખાંતે નવ ખાય;
આવળ કેરાં ફૂલ, તેથિ શિવ નવ પૂજાય;
ઝાકળ કેરાં નીર, તૃષા તેથી નવ ભાગે;
બગલા ઉજવળ હોય, હંસને કામ ન લાગે;
દખાય કરા મોતી સમા, આભ્રણ નવ ઓપે અશાં;
કવિ શામળ કહે સાંખી જુઓ, ગુણવિણ રૂપ કહો
કશાં. ૫૮

છાનું ન રહે પુન્ય, રહે નહિ છાની છલ્યે;
છાનું ન રહે ખૂન, છાનિ ન રહે ગુણ ગલ્યે;
વિદ્યા છાનિ ન રહે, રહે નહિ છાની પ્રીતી;
છાનો ન રહે શૂર, રહે નહિ છાની રીતી;
દાતા ઝુઝાર ત્યાગી ગુણી, વ્યસન વાદ વિદ્યા વિધી;
વળિ દાન માન સનમાન શુભ, છાનિ ન રહે સિધ્ધિ
રિધ્ધી. ૫૯

---

નમે આપને જેહ, સમધા તેને નમિયે;
દમે આપને જેહ, તેહને દશધા દમિયે;
પાય આપને નીર, દૂધ તેને તો દઇએ;
કરે આપણિ ઘાત, દંડ તેને તો દઇએ;
ધારો આપણુ માટે દામ, સદાદાસ તેના થઇ રહીયે;
જે ગુણ અવગુણ નહિ જાણશે, પીંડ પીત્રી તેના
લેશે નહી. ૬૦

---

ધન્ય તેહની માત, પુન્ય ઉપર રાખે પ્રીતી;
ધન્ય તેહની માત, જેહ ઘર હોય રૂડી રીતી;

ધન્ય તેહની માત, જેહ સદાવ્રત સદા આપે;
ધન્ય તેહની માત, પરાયાં કષ્ટજ કાપે;
ધન્ય ધન્ય તો માતા તેહની, દરીદ્રતા સર્વની દળે;
કહે શામળ તે સૌથી વડો, બાકી બીજા બહુ મળે. ૬૧

---

## દૂરગુણ વિષે.

ધિક માતાની કૂખ, કરી ચોરી કે ચાડી;
ધિક માતાની કૂખ, અકલ ફેલાવી આડી;
ધિક માતાની કૂખ, દુઃખ દુનિયાને દેતા;
ધિક માતાની કૂખ, જગતમાં અપજશ લેતા;
શામળ કહે શિદને જનમિયા, ભુંડિ વાત ભાવે ભણ્યાં;
વિનતા ન રહી શે વાંઝણી, લપોડ શંખ જેણે જ-
[ણ્યા. ૬૨

---

સાસૂ કેરૂં કલંક, પાપણી વહું પ્રકાશે;
કૂમિત્ર મિત્ર કલંક, વિશ્વ સગળાં માં વાસે;
શેઠ તણુંજ કલંક, બુની વાણોત્તર બોલે;
કથ તણુંજ કલંક, બુદ્ધ હીણી સ્ત્રી બોલે;

આપણે હામ દેખાડિયો, કલક બોલે આપણું;
શામળ કહે તેનું પરખિયે, પ્રથમ થીજ લુચ્યા પણું. ૬૩

---

હાસ થકી બહુ હાણ, હાસથી ગરૂ આ ગાંજે;
હાસથિ હોય કલેશ, હાસ થી ભવનજ ભાંજે;
હાસથિ રૂઠે રાય, હાસથી હીમત હારે;
હાસ થકી જશ જાય, હાસ વણ મોતે મારે;
હસવાથિ હુંશ પહોચે નહી, હસે ખોડ લાગે ખરી;
શામળ કહે શાણા સમજ જો, કરશો નહિ કદિ
[મશકરી. ૬૪

---

કામી કહિએ અંધ, અંધ લક્ષમીનો લોભી;
અંધ સવારથ સર્વ, અંધ મેલો મન મોભી;
અંધ અદેખો આપ, અંધ ચોરીનં ચાડી;
અંધ અહંપદ ઉર, અડાવે વાતો આડી;
એવાં અનેક તો અંધ છે, કાં નર નેં કાં નારિયો;
શામળકહે અંધ અતી ઘણા, જે જન ઇછે જારિયો.
[૬૫

---

## દાતાર વિષે.

તરૂવર લીલું જ્યાંહ, છાંહ તેની સઊ બેસે;
ભરયું નવાણે નીર, પાણિ પીવા સઊ પેસે;
ફલ્યો દેખિ વનરાય, જાય ક્ષુધાતુર ખાવા;
ગંગા જ્યાં ગંભીર, નીર સઊ જાય નહાવા;
જ્યાં દાતા દિલ દરિયાવ છે, ત્યાં જાચક જાયે ઘણાં;
વૈતાળ જાય વિક્રમ કને, શામળ શી ખોટમ મણાં. ૬૬

ઉપર જેહનો હાથ, તેહના તો જશ ઝાઝા;
ઉપર જેહનો હાથ, તેહ વશ રઈયત રાજા;
ઉપર જેહનો હાથ, વશ્ય કારી એ વિદયા;
ઉપર જેહનો હાથ, ન થાયે તેની નિંદયા;
જે ઉપર હાથ તે અધિપત્તી, દાસ થાય સુરદાનવી;
વશ વરતે શિવ સુદ્ધાં સકળ, કોણ માત્રમાં માનવી. ૬૭

જોગી જૂઠો જોગ, વેષ વેરાગી વહાયા;
જંગમ વરતિક વેઠ, કાળ મેલાવે કાયા;
જટા જંગોટા જૂઠ, ન હાય ધ્રુવે પણ નરતા;
મમત બાંધિને મુઆ, માહરૂં તારૂં કરતા;

શામળ કહે સાધન એટ તો, કષ્ટ લોકનું કાપવું.
વળિ રામનામ રટનારયે, દાન અહો નિશ આપવુ. ૬૮

## હરયેક ઝાઝુ તે સારૂ નહી.

ઝાઝા જે ઘર પુત્ર, કોઈ કુળ તેનું બોળે;
ઝાઝા જયાં વેપાર, કોઈ દિન રાખજ ચોળે ;
ઝાઝા પટેલ પ્રધાન, કરે ઉજડ તે ગામ;
ઝાઝા ભિક્ષુક બ્રહ્મ, માન ન મળે તે ઠામ ;
ઝાઝી પ્રીતી જયાં પ્રગટશે, કદિક માન માયા મટે;
મહિપત્તી પાસે માગણ વસે, કહે શામળ તો ગુણ
[ઘટે. ૬૯

નિત્ય કરે વેપાર, કોઈ દિન ટોટો આવે;
નિત્ય કરે વિખ વાદ, એક દિન આવે દાવે;
નિત્ય જાચવા જાય, કોઈ દિન માન મટાવે;
નિત્ય કરે જો પ્રીત, કોઈ દિન અવળું આવે :
જેથી દિલ રીઝે આપણું, તેથી ઝાઝૂં નવ જુએ;
શામળકહે રમેણીનારનો,નિશ્ચે જર જીવનખુએ.૭૦

અતિશે જેમાં રૂપ, તેજ કૂ રૂપી જાણો;
અતિ ડહાપણ અંગ, તેહને મૂર્ખ પ્રમાણો;
અતિશે સુખી શરીર, તેહને દુઃખ દિલાસો;
અતિશે જેને પ્રીત, તેહને વેર વિલાસો;
વળિ અતિશે જેને લાડછે, ઘેર ઘેર તે રઝળશે;
શામળ અહંકારે ઓપિયા, તે પીડાથી પ્રચળશે. ૭૧

---

## નામ વિષે.

હાથી નામે હોય, બિહે બીલ્લાથી નાસે;
સૂરજ કાળોહોય, શામળો સુંદર ભાસે;
રૂપો હોય કુરૂપ, સુખાને પીડા ઝાઝી;
કૃપાળ રાખે કૂડ, ભુપત વેચેછે ભાજી;
આશા ઇચ્છા ઓલં મથે, કલંક નિર્મળ શિર ચડે;
ફોગટ ફરતા છે જોઈતા, શામળ નામે શું અડે.૭૨

---

ધનજી ઉવાણે પાય, માગતો મહિપતિ દીઠો;
શૂરો નાશી જાય, બોલતો કડવું મીઠો;
વ્યાજ ભરે રણછોડ, કામ કલ્યાણજ કરતો;

અવિચળ ચલ્યા અપાર, દીઠા અજરા મર મરતા;
મણી હીરા માણેક મોતીયો, કોડિ કથીર દેખે નહી;
કવિ શામળ કહે સંસારમાં, શું કારણ નામોથી સહી; ૭૩

## લોભ વિષે.

લોભ ઘટાડે લાજ, કાજ બગડે જો જાગે:
વળી ઘટે વેહવાર, ભાર શોભા પણ ભાગે;
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે;
લોભે સૌ સંતાપ, છાપ ચોટે કુળ કરમે;
સનમાન મૌન મોટમ મટે, શુધ્ધ કુળમાં શુળ છે:
શામળ કહે શાણાં સમજજો, લોભ પાપનું મૂળ છે. ૭૪

લોભ તજાવે લાજ, લોભ તો સત્ય છંડાવે;
લોભ ભંગાવે ભાર, લોભ દહાડી દંડાવે;
લોભ કરાવે પાપ, શાપ લોભે લે માથે;
લોભે બગડે બહૂ, શૂધ્ધ નારી કોઇ સાથે;
તે લોભ નીચમાં નીચછે, લોભે બુધ્ધી ઘટે ઘણી:
કવિ શામળભટ સાચું કહે, લોભ નરક કેરો ધણી. ૭૫

જાય લોભથી જીવ, દેવ પણ લોભથી રૂઠે;
ભવન કરી દે ભસમ, લોભનો અગ્ની ઉઠે;
હોય લોભથી હાણ, જાણપણું લોભે જાય;
લોભે હીમત હીન, દીનપણું લોભે થાય;
લોભે લક્ષણ લાખો ઘટે, લોભે સંકટ શૂળ છે;
કવિ શામળ ભટ સાચું ભણે, લોભ પાપનું મુળ છે.૭૬

---

અરથી ન ગણે પાપ, અરથિ જગને નવ જૂવે;
અરથિ ન માને શાપ, પાણિ પરિયાનું ખૂએ;
અરથી કૂડાં કામ, કરે એકે નવ પાહિં;
અરથી ખોઝે નામ, લાખ લાંછન શિર લીયે; [ગણે;
અરથી તો જીવ આપે ખુએ, અરથી અવગુણ નવ-
અરથી આંખે દેખે નહી, શામળભટ સાચુંભણે.૭૭

---

લોભે તૂટે પ્રીત, લોભથી હીત ન હોય ;
લોભે ચોરી ચાડી, કરે કુળવંતા કોય ;
લોભે બોલે જૂઠ, લોભથી હત્યા થાય;

લોભે જાય વિદેશ, લોભથી ગાણાં ગાય;
લોભી સગળો સંસારછે, હોય જેથિ પણ હીનતા;
શામળ બહુ લોભી બે જણા, વિપ્ર અને વળિ
[વીનતા. ૭૮

લોભ કરાવે કષ્ટ, લોભ મરજાદ મટાડે;
લોભ કપાવે શીશ, લોભ ગુણ જ્ઞાન ઘટાડે;
લોભે જાય તણાઇ, લોભ સુખ સર્વ શમાવે;
ઉત્તમ અધિપતી આપ, નીચને શીશ નમાવે;
દુખ દાવાનળ તો લોભછે, કરે ગુણીને ગરકમાં;
કવિ શામળ ભટ સાચું કહે, લોભી પડશે નરકમાં. ૭૯

## જીવતાને સઘળું મળે.

જિવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી;
જિવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી;
જિવતો માંડે જગ્ન, સૂકીર્ત જિવતો સાહે;
જિવતો પહેરે નંગ, જીવતો લાણાં લાહે;
વહાલાંનો હોય વિજોગીયો, તે સંજોગી થાયછે;
પણ મુઆ કોઇ દેખે નહી, શામળભટ ગુણ ગાય
[ કે. ૮૦

જીવે તેને જોખ, રંકનો રાજા થાય ;
જીવે તેને જોખ, નીચ જન ગંગા નાહાય ;
જીવે તેને જોખ, રોગિજન થાયે માતો ;
જીવે તેને જોખ, ગુંગણો થાયે ગાતો ;
જીવે તેને તો જોખછે, સરવ વેદના વામશે;
કવિ શામળ કહે જન જીવતો, પ્રીતે ભદ્રા પામશે. ૮૧

---

જીવે જો નિર્ધન, કોઇ દિન ધનને પામે;
જો જીવે દુખિ દેહ, વેદના કોઇ દિન વામે;
જીવે જો વાંઝિયો, કોઈ દિન પ્રગટે પૂત્ર;
જીવે જો કોઈ રાંક, સારૂ પામે ઘર સુત્ર;
જિવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહિ મળે ;
આ તકમાં તો ટાળો કરો, કોઇ દિવસ ઇશ્વર ફળે. ૮૨

---

વાંઝણિ પ્રસવે પુત્ર, મુર્ખ પણ કવિજન થાય;
નીર ભરાય નવાણ, રંક શિર છત્ર ધરાયે ;
વળે કોઇ દિન વેર, ઝેર વળિ જાય જરૂરી;

ગુણકા જેવિ ગમાર, સતી તે થાયજ શૂરી :
એ રીતે અનેક થયાં થશે, શાસ્ત્ર સાખ દેછે સહી;
શામળ કહે ઝાઝું શું કહું, જીવ ગયા આવે નહીં. ૮૩

## સુખ દુખ વિષે.

સુખે સાંભરે નાર, સુખે શણગારજ સૂજે :
સુખે સાંભરે સેજ, સુખે બહુ પ્રાક્રમ બૂઝે;
સુખે સાંભરે સ્વાદ, સુખે વાહન પર બેસે ;
સુખે સુ વસ્ત્ર વિવેક, સુખે સમરાવા કહેશે :
સુખમાં અનેક શોભા ધરે, કરે કલ્પના કામની ;
શામળ સુખમાં નવ સાંભરે, રટના સીતારામની. ૮૪

દુખે જાય સદબુદ્ધિ, દુખે ભણતર નવ ભાવે;
દુખે ડહાપણ દૂર, દુઃખ કુડ કપટ કરાવે;
દુખે દેહમાં રોગ, તેજ તનનૂ તો ત્રાસે ;
દુખમાં લીલા લેહેર, પલક નવ આવે પાસે ;
દુખ દાવાનળમાં ડુબિયો, જરિયે શાંતી નવ જડે ;
હસવું નવ આવે હેતથી, ફૂલ મુખમાંથી કયમ ઝરે.
[ ૮૫

## મોટા માણસ વિષે.

મોટા કેરું છિદ્ર, કાઢશે તે દંડાશે;
મોટા સાથે વેર, કરે તો સ્ત્રી રંડાશે ;
મોટા સાથે પ્રીત, પિડા કોઇક દિન કરશે ;
મોટા સાથે મમત, કિધે વણ મોતે મરશે ;
વળિ મોટાને જે ગુણ કરે, તે આટા લૂણે જશે;
રંકનિ કિરતિ રાજા કને, કરશે તે દુખિયો થશે. ૮૬

---

મોટા પાસે ગેહ, કિજે તો ઘોડા બાંધે ;
સગપણ મોટા સાથ, કિજે તો કાળજુ રાંધે ;
મોટા આવે ઘેર, તાફણી ને તો તાકે ;
મોટાથી વેહવાર, કરે તે આ ખર થાકે ;
જે મોટા જન મૂરખ મનના, તે સાથે નવ બોલિયે;
શામળ કહે એવા આગળે, મન પડદો નવ ખો-
[લિયે. ૮૭

---

**

## શોકયના દુઃખવિષે.

જેના ઘરમાં સોકય, બ્રહ્મ હત્યા તો કીધી ;

જેના ઘરમાં સોક્ય, થાપણો લૂટી લીધી ;
જેના ઘરમાં સોક્ય, દેવસ્થળ બહૂ ઉથાપ્યાં ;
જેના ઘરમાં સોક્ય, ગળાં લોકોનાં કાપ્યાં ;
પૂરેલ નવાણો નીરનાં, હણ્યાં સાપ ને સાપણી ;
શામળ કહે સોક્યો સૃષ્ટિમાં, પુરી પરસ્પર પાપણી. ૮૮

---

જેના ઘરમાં સોક્ય, કામણ દુમણ તે પાસે ;
જેના ઘરમાં સોક્ય, વરતિયો ત્યાં જઈ વાસે ;
જેના ઘરમાં સોક્ય, મનુષ્ય ખોટાં કઈ ખપનાં ;
જેના ઘરમાં સોક્ય, તેહને છાનાં છ પનાં ;
વળિ જેના ઘરમાં સોક્યછે, વનિતા આખો દિન વઢિ ;
શામળ કહે સ્વામી સોક્યનો, સુખે ન સૂએ અધ
[ઘડી. ૮૯

---

## જર વિષે.

જરને વશ છે જગત, રાય પણ જરથી રીઝે ;
જુવતી જર વશ હોય, લા[illegible] પણ જરથી લીજે ;
જર સજ્જન સનમાન[illegible]રે જશવંત કહાવે ;

જરથી પામે જોખ, સતી શુભ કુળની આવે;
જરનુંજ જગતમાં જોરછે, દુરિજન જરે નમે સહૂ;
શામળ કહેછે જર જોરથી, બાપા એમ કહે
—— [બહૂ. ૯૦

ગાંઠે જેને ગરથ, ભલી તે વિદ્યા ભણ્યો;
ગાંઠે જેને ગરથ, રહે નહિ કોઇનો રણિયો;
ગાંઠે જેને ગરથ, તેજ પંડિત છે પૂરો;
ગાંઠે જેને ગરથ, તેજ છે સામદ શૂરો;
વળિ ગાંઠે જેને ગરથ છે, પરાક્રમી પરમાણવો;
શામળ કહેછે સંસારમાં, જરવિણ મૂરખ જા-
—— [ણવો. ૯૧

જર વીના જે જોખ, શોખ તે તો નહિ સાચો;
જર વિણ તનમાં પ્રાણ, કહૂં કર તૂં તે કાચો;
જર વીના જે રૂપ, દેહ કૂરૂપી કૂડો;
જર વિણ મંદિર માળ, ભર્મ રાખે તે ભૂંડો;
જર વિણ ડહાપણ છે જેટલું, તે ઘેલા પણ જાણવું;
શામળ કહે સગળી ચીજ તે, જગમાં જર પરમાણવું.
—— [૯૨

જર માતનેં તાત, જાત તે જરથી જાણો ;
ડહાપણ પણ છે દામ, દામ રાજાનેં રાણો ;
સગાં સહોદર સર્વ, દ્રવ્ય વણુજ વેપારી ;
રંગ નેં રૂપ અનૂપ, દ્રવ્ય તે ધીરજ ધારી ;
સૌ જગત વરતુ છે જરથકી, ગરથ માંહિ ગુણ બહુ;
શામળ કહે સ્વર્ગ સંચરે, જોર હોય જો જર તણું.

૯૩

વિપ્ર ભણેછે વેદ, જઈ જરનેં તે જાચે ;
સાધકને વળિ સિધ્ધ, રૂહે જરથી તે રાચે ;
શૂરા બાંધે શસ્ત્ર, જરથકી તે કર જોડે ;
અનમીને અહંકારિ, હાથ જર આગળ ઓડે ;
ગામી નામી નેં મહિપતી, જરને વશ વરતી રહે ;
શામળ કહેછે સંસાર સૌ, દમડાને ડાહયો કહે. ૯૪

ઘણો જેહ ઘર ગરથ, રૂપ તેને ઘેર રહેછે ;
ઘણો જેહ ઘર ગરથ, કુલિન પણ તેને કહેછે ;
ઘણો જેહ ઘર ગરથ, રહે વશ તેને રાજા ;
ઘણો જેહ ઘર ગરથ, સુજશ બોલે જન ઝાઝા ;

[બહુ;
જર તો છે ઇશ્વરથી અધિક, બુધિ નિધાન પ્રાક્રમ
શામળ સેવક શ્રીમંતનો, શતપ્રકારે શોભિત સહું.

૯૫

જર છે સૌનો જીવ, જરે લે મહા સુખમાણું:
કરે પરાણે પ્રીત, રંક રાજાને રાણી:
જર વશ બાંધુ જગત, જરે જુવતી વશ થાય;
જર આગળ કરજોડિ, રહે મોટા રૂષિ રાય;
જર જંગલમાં મંગળ કરે, જુગતી સરવે જોગવે;
શામળકહે ધનથી ધન પત્તી, બારે સુખ તે ભોગવે.

૯૬

ડહાપણ દમડા માંહિ, રહે દમડામાં યારી:
દમડા માંહીં રૂપ, ભેદ દમડામાં ભારી;
જો દમડામાં જોર, રહે વશ થઇને રાજા;
દમડે ઉંચ અધિકાર, ગૂણ દમડામાં ઝાઝા:
દમડોછે મોંધો દેવથી, વણ દમડે સૌ વામણાં:
શામળ કહે દમડા તણાં, ભાત ભાત લેઉ ભામણાં.

૯૭

જર દપ્પી જશવંત, ગૂણને સાન ગમાવે;

ધન દેખી ધનવંત, નાચને શીશ નમાવે ;
સાનું દેખિ શ્રીમંત, કપટનું કામ કરે છે ;
ગરથ દેખિ ગુણવંત, હેતથી હાથ ધરે છે ;
રાજાની કે શું રાંકની, નિર્મળ કુળની નારિયો;
શામળ કહે છે સત્ય જાણજો, જરદેખી કરે જારિયો.

---

૯૮

શૂર કપાવે શીશ, ચતુર ચાકરી ચાહાવે ;
નાચેછે નૃત્યવંત, ગીત ગુણિજન થઈ ગાયે ;
વિદ્યા વંત વિદેશ, જાચવા કારણ જાયે ;
મજુર વહે શિર ભાર, કષ્ટ કાશદ સહેકાયે ;
જે જે ઉપાય અન્યાયજો, બુદ્ધિ બગાડે બારણે;
શામળ કહે શાણા સમજજો, દ્રવ્ય કમાવા કારણે.

---

૯૯

જર પાખી જગ માંહિ, મોજ એકે શી માણે ;
જર પાખી જગ માહિ, આપ અક્કલ શીઆણે;
જર પાખી જગ માંહિ, સ્વાદ એકે નવ સૂઝે ;
જર પાખી જગ માંહી, બડાઈ કશી ન બૂઝે;

જર પાખી તો જખ મારતા, ફરે બિચારા બુધખહૂ;
શામળ કહેછે જર જોરથી, શુભ વાતો સૂઝે સહૂ.

૧૦૦
વિદયા ન મૂકાય હાટ, વિદયા ઘરેણું ન ઘડાયે;
વિદયા ન વસ્ત્ર વણાય, વિદયા ચૂલે ન ચડાય;
વિદયા થાય ન લોટ, વિદયાથી ભૂખ ન ભાગે;
નહિ પહેરાય ઓઢાય, કદી વિદયા નર નાગે;
વિદયાથી વપૂ રહે નહી, પિવાય નહી તે પાણિયે;
વેઠ દરિદ્ર ડાહ્યો થઈ, જન તે મૂરખ જાણિયે. ૧૦૧

કઈક ઉપાડે ભાર, ઉદર પણ રહે અધૂરૂં;
કઈક ચડેછે વાંશ, પેટ પણ થાય ન પૂરૂં;
કઈક ભણી વિદયાય, ચતુર અણવાણા ચરણે;
કઈક કરે વેપાર, નહિ પણ કુંડળ કરણે,
અક્કલ અરથે નથિ આવતી, ભોળાશો નહિ ભર્મમાં;
શામળ કહેછે લક્ષ્મી મળે, કબુલ હોય જો કર્મમાં.

૧૦૨
નાવે ડહાપણ કીધ, ન આવે વિદયા ભણતાં;

નાવે કરતાં કપટ, ન આવે સદ ગુણ ગણતાં;
નાવે ગયે વિદેશ, ન આવે વેઠયે દુઃખે;
નાવે જણ બ્યે જોર, ન આવે ભમતાં ભૂખે;
આવે ન પરાક્રમ પૂરથી, નાવે લોભ લુંચ્યા થકી;
શામળ કહે લક્ષ્મી લેહેર તો, મળે કર્મ સંચ્યાથકી.

૧૦૩

તેડે ત્યાં નવ જાય, ઘણી મેહનતથી માગે;
જા કહેતાં નવ જાય, પ્રણિપત પાયે લાગે;
કોશર કિધે ન રહે, ન રહે વાવરતાં દહાડી;
કરે કોટિ ધિક્કાર, જાય નહિ હાંકી કહાડી;
આશા રખેજ એની કરો, માનો કહું તે મર્મની;
શામળ કહેછે લક્ષ્મી રહે, કબુલ હોવ જે કર્મની.

૧૦૪

દમડા પાખે દરિદ્ર, કુલિન તે કિંકર કહાવે;
રિધ્ધિ વિના તે રંક, પ્રતિષ્ટા માન ગમાવે;
વિદયા અને વિવેક, દામ આગળ સૌ ડૂલ્યાં;
જે જે કરવા જાય. ભરમથી સર્વે ભૂલ્યાં;

જે શૂર પૂર શાણા ઘણા, વપુ વરણાગી વાંકડા;
શામળ કહે સૈ સંસારમાં, રિદ્ધિ વિનાના રાંકડા.

——— ૧૦૫

જેને જરનું જોર, જુલમ ઝાઝો કરિ ઝૂઝે;
જેને જરનુ જોર, બિજાને નવ બૂઝે;
જેને જરનું જોર, અહંપદ અતિશે આણે;
જેને જરનું જોર, જગત ઉજડ તે જાણે;
વળિ જેને જરનું જોર છે, છાકયો રહે અમલે અતીઃ
શામળ કહછે સદ બુદ્ધિ વણ, રૂડું નથાય તેથી રતી.

——— ૧૦૬

બે હાથીનું જોર, બાહુ બે માંહિ બિરાજે;
વાઘ સિંહની પેર, ગરથ ગાંઠે તે ગાજે;
ભુખ તડકો કે ટાઢ, નહી જર પાશે જાય;
વ્યંતર ભૂત કે પ્રેત, કદી ચેટક ન ચહાય;
મન મદિરા શેર સવાતણી, કેફ સદા આવી વસે;
શામળ કહે દુખિયા દુખ કહે, જરવાળો હૈડે હસે.

——— ૧૦૭

નિરધન બોલે સત્ય, કહે જરવાળા જૂઠાં;
નિરધન ગાણું ગાય, જાય જરવાળા ઉઠી;
હાહા કહે સઉ લોક, વદે જરવાળો જૂઠું;
રિધ્ધિ ઉપર સઉ રાજી, રિધ્ધિ પાખી સઉ રૂંડું;
ચૌદ વિદ્યાની ચાતુરી, ગરથ સાથ વાસો રહે:
વળિ કર્મ ધર્મનં શર્મ સઊ, કવિ શામળ જરને કહે.

———

૧૦૮

ડાટ્યું જેણે દ્રવ્ય, સર્વ અવતરિયા સાપે;
ડાટ્યું જેણે દ્રવ્ય, પિંડ નવ લીધો બાપે;
ડાટ્યું જેણે દ્રવ્ય, પાપમાં થયોજ ગરકે;
ડાટ્યું જેણે દ્રવ્ય, નીચતે પડિયો નરકે;
નવખાધું ખરચ્યું વાવર્યું, દાન દેઇ જશ નવ લિધો;
શામળ શિર ભાર વહી મુઓ, દૈવે તેને દંડિયો.

———

૧૦૯

જેમ ઘાંચિનો બળદ, રાત દિવસ તે ફરિયો;
જયમ ગધ્ધો ગુણહીણ, ભાર અણલેખે ભરિયો;
પાડો જેમ પખાલ, પુંઠપર પરઠે પાણી:

વેઠે પકડચો વીર, તડકુડીને તે તાણી;
જર રળ્યો રોજ થઈ રાંકડો, વેઠી દુઃખ વધારિયો;
શામળ નવ ખાધો ખરચ્યો, જીતીબાજી હારિયો.
૧૧૦
જર જોતામાં જાય, જુઓ જર ખાતાં ખૂટે;
જરજોતામાં જાય, ચોરકે હાકમ લૂટે;
જર જોતામાં જાય, ઉઠે જો આગ સજોરી;
જર જોતામાં જાય, ચડે ચાડીકે ચોરી;
જર જાવા બેસે જે સમે, રાખ્યું ઘડી રહે નહી;
શામળ કહે જાય સમૂળનો, કહો મૂખ જોવું કહી.
૧૧૧

## કુસંગ વિષે.

કરે નીચનો સંગ, નીચની બુધ્ધી આવે;
કરે નીચનો સંગ, સકળ સદગુણ ગમાવે;
કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે;
કરે નીચનો સંગ, નીચની રીતી રાખે;
વળિ નીચ કામ નીચાં કરે, નિચ કહેવાયે ઉચજન;
શામળ કહે સંગત નીચની, કોઈ ન કરશો કોય
દન. ૧૧૨

પંડિત પંડિત પ્રીત, મુરખ નેં મૂરખ વહાલા;
રૂડો રૂડી રીત, ચતુર ચતુરાઇ ત્યાં ચાલ્યા;
સુમને વહાલો સૂમ, વહાલ દાતાને દાતા;
જારને વહાલો જાર, ગુણીજનને ગુણ ત્રાતા;
શૂરાને વહાલા શૂરનર, કાયરને કાયર ગમે;
જશવંત ગમે જશવંતને, શામળ રામ રૂદે રમે. ૧૧૩

---

## વિદ્યા તથા અવિદ્યા વિષે.

સદ વિદ્યાજ સુવર્ણ, શરણ સદ વિદ્યા સત્યે;
સદ વિદ્યાથી સ્વર્ગ, વીખ ઉતારણ વિત્તે:
સદ વિદ્યાથી સિધ્ધિ, રૂજે વચનો વરવાણી:
સદવિદ્યાથી રિધ્ધિ, જગતમાં સગળે જાણી;
સદ વિદ્યાને વશ સર્વછે, સદ વિદ્યા ત્યાં શોભણા;
શામળ કહે સદ વિદ્યાવિના, ભટકે ગુણહીણા ઘણા.

૧૧૪

ભક્ષ પત્રી તો ભાખ, દિઠા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે;

કુળ પણ હોય કલંકિ, જોર જોતામાં જાય;
જોબન પણ વહિ જાય, વંશ નિર્વંશો થાય;
નહિ રાજ ચોરકે અગ્નિ ભય, માગ મુકાવે બહુ થકી;
મોટા પુરૂષો મન માનજો, સદવિદયા શુભ સહુ થકી.

૧૧૫

મુકાવે વિદ્યામાગ, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યા માંહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહનિ જાણી;
સદવિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદવિદ્યા આગળ ધન કશું, વિદ્યાહિન જન તે પશૂ.

૧૧૬

પંડિત આગળ મૂઢ, હંસ આગળ જયમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જયમ રાંકા;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જયમ ટાંકાં;
છે પંડિતમાં પ્રાક્રમ ઘણાં, પંડિત સઊ શિર મોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.

૧૧૭

પંડીત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડીત પ્રાક્રમ પૂર, મહિપતીનો માનીતો;
પંડીત ને પરણામ, કરે જન સૌ કરજોડે;
પંડીતને સનમાન, માન અનમીનાં મોડે; [લહે:
જે આગમ નિગમ છે ગુણ ઘણાં, લક્ષ કોટિધા તે
છે વિદ્યા મોટી વિશ્વમાં, શામળ ભટ સાચું કહે. ૧૧૮

મૂરખને વાહન, પંડિત અણ વાણો ચાલે;
મૂરખને મોતી હાર, પંડિત ફુલ માળા ઘાલે;
મૂરખને બહુ માન, પંડિત કદિ ગરિબ કહાવે;
મૂરખને બહુ માન, પંડિત ખડ ધ્યાનજ ખાવે;
પણ મૂરખ કાચ કથીર છે, દીસંતાં તો દિલ હરે;
પણ પંડીત રત્ન અમૂલ્ય છે, શામળ જોય પરિક્ષા. ૧૧૯

મૂરખને નહિ માન, મૂરખ ઝાઝામાં ઝૂરે;
દેન મૂર્ખ ને દાન, મૂર્ખમાં અકલ અધૂરે;
મૂરખ હલકો હોય, બહૂ ગુણવંતા બોલેઃ

મૂરખ ન લેખા માંહિ, નહી પંડિતને તોલે;
જો હંસ મધ્ય બગલાં પડ્યાં, કારણ શું જાણે કશું;
શામળ કહે છે સાચું કહું, વિદ્યાવણ તે નર પશુ.
૧૨૦

## સત્ય વિષે.

સત્ય રાખ્યું હરિચંદ્ર, નીચ ઘેર પાણી ભરિયું;
રાખ્યું સત્ય બળિરાય, રાજ્ય પાતાળે કરિયું;
સત્ય સુધન્વા વીર, તેલ તાતે તન ધરિયું;
મીરાં રાખ્યું સત્ય, વીષનું અમૃત ઠરિયું;
સત્ય રાખ્યું જો સત વાદિયે, આગળથી મહાદુખ મળ્યાં;
શામળ કહે અંતે સત્ય તણું, ફળ સુખનાં ઉત્તમ ફળ્યાં
૧૨૧

સાચું બોલે ચોર, છેક બંધનથી છૂટે;
સાચું બોલે જાર, રાય તેને નવ રૂઠે;
સાચું બોલે શત્રુ, દંડ તેને નહિ દેશે;
સાચું બોલે સાહ, નામ તેનું નહિ લેશે;
છે સાચાને સુખ ઢુકડું, સત્યનો સૂરજ સાખિયો;
શામળ સાચોજ સુલક્ષણો, ભુંપ ભલાગે ભાખિયો.
૧૨૨

પાપી ન કરે પુન્ય, પ્રભૂ પાખંડિ ન પૂજે;
સત્ય ને ન ગમે જૂઠ, અધરમી ધર્મ ન બૂજે;
થાય કપટનું ચપટ, કૂડનું બુડવું જાણો;
સત્યજ તરે સદૈવ, રાંક કે મોટો રાણો;
સઉ સાચાથી સુખ પામશે. જૂઠે રૂઠે રામજી;
કવિ શામળ ભટ સાચું કહે, કરો રૂડાં કામજી. ૧૨૩

વચન કાજ હરિચંદ્ર, નીચ ઘર પરહર્યું પાણી;
વચન એકને કાજ, કૃષ્ણે કુબજાને આણી;
વચન એકને કાજ, હરે હળા હળ પીધો;
વચન એકને કાજ, દેવ વર દૈત્યે લીધો;
શુભ ધર્મ કર્મ નેં શર્મ સૌ, વચન જતાં તે વહિ ગયું;
કવિ શામળભટ સાચું કહે, વચન ગયું તો શું રહયું;
૧૨૪

એક વચનને કાજ, રંક રાવણ થઇ બેઠો;
એક વચનને કાજ, બળી પાતાળે પેઠો.
એક વચનને કાજ, વેચિ હરીચંદ્રે નારી;

એક વચનને કાજ, પાંડવો હાર્યા પ્યારી;
વળિ એક વચનને કારણે, પાંડુ પાંચે વનમાં ભમ્યાં;
કહે શામળ વચનજ કારણે, સો કૈયક સાથે શમ્યા.

૧૨૫

બહૂ કરે જે પાપ, વચન બદલીને બોલે;
બહૂ કરે જે પાપ, ખોટું મુખ્ય વાયક બોલે;
બહૂ કરે જે પાપ, આપને ખૂબ વખાણે;
બહૂ કરે જે પાપ, આપ આપ્યું ઘર આણે;
કરથી જીભા ભલિ કાપવી, મોત ભલું મહા મૂલ્યનું;
શામળ કહે ભુંડું સર્વથી, વચન જાય તૃણ તૂલ્યનું.

૧૨૬

વચન ન પાલ્યું જેણ, તેજ શુકૃત વ્રત હાર્યો;
વચન ન પાલ્યું જેણ, કમોતે તેને માર્યો;
વચન ન પાલ્યું જેણ, તેહ નર દૈવે દંડયો;
વચન ન પાલ્યું જેણ, તેહ શિર અગ્ની મંડયો;
જો વચન વ્યર્થ જેનું થયું, તો દૈવત તેનું ગયું;
કવિ શામળભટ સાચું કહે, વચન ગયું તો શું રહ્યું.

૧૨૭

પાળે વાયક શૂર, જેહ રણમાં બહુ ઝૂઝે;
પાળે વાયક સિદ્ધ, જેહને આગમ સૂજે;
પાળે વાયક ભકત, કરે ઈશ્વર વાશ આપે;
પાળે દાતા વચન, વૃષ્ટિ જેને પરતાપે;
પાળે જે વાયક પ્રેમથી, વેદે વિવિધ વખાણિયે;
શામળ વાયક સંભાળતા, જશે જગતમાં જાણિયો.

—— ૧૨૮

વચન પળે તે રાય, બાકિતો રાંડી રાંડો;
વચન પળે તે સાહ, બાકિ ગુણ હીણો ગાંડો;
વચન પળે તે વિપ્ર, ધર્મ સઊ ધાર્યો તેણે;
વચન પલ્યું તે વીર, જગત જશ લીધો જેણે;
પાળે સદ વાયક પ્રેમદા, પાંચે પૂરણ પક્ષણિ;
શામળ કહે વચન ન સાચવે, લલના એજકુ લક્ષ-
—— ણિ. ૧૨૯

## જુવાનીના જોર વિષે.

જોબન હોય, જયારે મદમાતો મહાલે;
જોબન હોય, મશાળા ચરિ જયાં ચાલે;
બન હોય, ભલો જયારે ભાદરવો;

નરનું જોબન હોય, પુત્ર દોલત તન નરવો;
રાજાનું જોબન રાજ્ય છે, પરિપૂરણ સમરથપણું;
કામનિનું જોબન કંથ છે, શામળ કહે શું કહું ઘણું.

૧૩૦

કઇ જોબનને જોર, જગતમાં બનિયા જોગી;
અડસઠ તીરથ અટન, ભાવ ભરપૂરે ભોગી.
કઇ જોબનને જોર, પ્રસિધ્ધિ પામ્યા પ્રાણી
કઇ જોબનને જોર, ભણ્યા વિદ્યા રસ વાણી;
જે સત્ય અસત્ય ભુંડું ભલું, જોબનમાં રિથર થાયછે;
શામળ કહે જોબન જોરમાં, વેગે જન વહિ જાયછે.

૧૩૧

ધોળા થાશે કેશ, ડાહા કહેવાશે ડોશા;
વિપરિત થાશે વેષ, તનૂ પાળીનં પોષી;
થરથર ધ્રુજશે શુળ, નમી જાશે એ નેણાં;
પડે દેહમાં વેહ. વદાશે વિપરિત વેણાં;
વળિ લીટ સુશે બહુ નાકથી. બેય કાન એ?
સેવા પ્રભુને શામળ કહે, જોબન જોર ''

## મોત વિષે.

કોઇ કહે આવ્યો તાવ, કોઇ કહે થયું કોગળિયું ;
કોઇ કહે કરડ્યો નાગ, કોઇ કહે વાસી વળિયું ;
કોઇ કહે વાધ્યો રોગ, કોઇ કહે શસ્ત્રજ વાગ્યું ;
કોઇ કહે મારી મૂઠ, કોઇ કહે પાપજ લાગ્યું ;
ઇશ્વર માથે લેતો નથી,જગત માંહિ મહિમાં જુઓ ;
શામળ કહેછે સૌ સાંભળો,મોત આવ્યું તેથી મુઓ.
૧૩૩

---

પેસે અરણવ નીર, તીર ગંગાને બેસે ;
ચડે જો પર્વત મેર, કદી પાતાળે પેસે ;
પર્વત માંહિ પ્રવેશ, કરે આપ એકાંતે ;
ઓષડ અમૃત હાર, ભમે ભૂલા બહુ ભ્રાંતે ;
રાજે કઇ કોટિધા, સંચ પ્રપંચ ઘણા કરે ;
ળ કહેછે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.
૧૩૪

---

શ બાર, કોઇ પચીશ પચાસેં ;
તેર, કોઇ પોણોસો એંશી ;

જે જાયું તે જાય, નથી રહેવાનું એશી;
જે નામ તેહનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ શામળ કહે મૂરખ કરે, ગંદિ દેહનો ગરવો.

---

૧૩૫

માત તાત નેં મિત્ર, પુત્ર પરિવારજ પોઢા;
અજપ્પત અપરમપાર, ઘણા હસ્તીને ઘોડા;
સેવક સાથે શૂર, પરિપૂરણ પરતાપે;
બળવંતા બહુ બાહુ, છત્ર છાયે છત છાપે;
અધિકાર અધુત લખ ઇંદ્રનો, કોડવાર શું કહું કથી;
પણ મોત થકી મૂકાવવા, શામળ કોઇ સમરથ નથી.

---

૧૩૬

નાંઠે ન મુકે ભૂખ, દુઃખ નાંઠે નવ જાય;
નાંઠે ન મુકે ભોગ, રોગ નાંઠે પણ થાય;
નાંઠે ન મુકે તાવ, પાપ નાંઠે નવ છૂટે;
નાંઠે ન રહે લાજ; ચોર કે હાકમ લૂટે;
કદિ નાંઠે મોત મુકે નહી, પ્રસંગ્યો ત્યાંથી પ
કવિ શામળ ભટ સાચું કહે, નામ સર્વનો

---

રાખે લખ રખવાળ, લોહ પિંજરમા પેસે :
અરણવ વિચ આસંન, વળિનેં જો કોઇ બેસે;
વજર ગુફા ગંભીર, માંહિ કોરાવી માણે ;
ઇંદ્ર જાળ વિદયાય, જુગતથી જો વળિ જાણે ;
સંભાળિ સાચવી સાંચરે, કોટિ જતન કોડે કરે :
જાળવતાં પણ જીવે નહી, મોત વખત નિશ્ચે મરે.

---
૧૩૮

ગયા ઇંદ્ર કઇ ક્રોડ, ગયા બ્રહ્મા કઇ ભૂલ્યાં ;
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ડુલ્યા ;
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહિપત્ત ;
ગયા દિલિપ હરિચંદ્ર, ગયા છાકેલ છત્રપતી :
વળિ ગયા જનકને જાદવો, જે વળિ લાવ્યા જાહ્વી ;
સ્થિર સ્થાવર કોઇ રહ્યા નહી, કોણ માત્રમાં માનવી.

---
૧૩૯

ચિરંજીવિ નહિ કોઇ, ગયા માંધાતા મહિપત ;
ચિરંજીવિ નહિ કોઇ, ગયા અધિકારી ઇંદ્ર ;
ચિરંજીવિ નહિ કોઇ, ગયા કઇ સૂરજ ચંદ્ર :

વળિ ગયા રામને રાવણા, ગયા દેવને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી.

૧૪૦

જાય જોરાવર શરણ, પ્રિત પાતાળે પેસે;
પેસે અરણવ નીર, મેરૂ માથે જઈ બેસે;
જાય શેષને શરણ, રવીરથ આગળ ચાલે;
મંત્ર જંત્રના જાપ, કરી મધવા સંગ માલે;
કદિ સંચ પ્રપંચ કરે ઘણા. રવિ મંડળ આખું અટે;
પણ શામળ ભટ સાચું કહે, મરવાનું તો નહિ મટે.

૧૪૧

મારૂં મારૂં કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઈ ધંધે ધાયા;
આ મારૂં ઘર સૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલિ ભાત ભણાવું;
પણ દીપક વશ છે વાયુને, કાચો કુંપો કાચનો;
શામળ કહે મુંઢ મમતા કરે, એવા શરિર અસાચનો.

૧૪૨

જે જાયું તે જાય, જેહ ફૂલ્યું તે ખરશે;
ભરયું તેહ ઠલવાય, ચડયું તે તો ઉતરશે;
લીલું તે સૂકાય, નવું તે જૂનું થાશે;
આયુર્દા વશ સર્વ, કાળ સૌ કોને ખાશે;
જો કિન્નર જક્ષનેં રાક્ષસો, દેવ ગાંધર્વ નેં દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી.

———

૧૪૩

માત પિતાનો ભોગ, જોગ વીરજ બંધાયું;
રૂધિર માંસને હાડ, શરિર તેનું સંધાયું;
નસો જાળ વષ્પવાળ, સંગ લઈ સાંધા મેળ્યાં;
પંચ ભૂતના ભાગ, લાગ ભમવાને ભેળ્યાં;
મમતા માયા અહંકાર, અતિ વાયુ રૂપ કાંઈક વસ્યો;
શામળ જળ પરપોટો જથા, કહો ગરવ તેનો કસ્યો.

———

૧૪૪

કોઇ આજ કોઈ કાલ, કોઈ દિવસે કોઇ રાતે;
કોઈ જોબ્બન કોઈ વૃધ્ધ, બાળ જન જુવતી જાતે;
કોઇ તાવે તરફડી, આપઘાતે કોઇ મરતાં;

કોઈ ભોગ કોઈ રોગ, કોઇતો સરપ કરડતાં;
કોઇવાસિ વિકાર કે હડકવા, કોઈ મમતે લડિને મુઓ;
પણ કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુઓ.
૧૪૫

ઘડી પળક કે પહોર, સાંજ સવાર કે વહાણું;
એ દીપક ઓલાય, ન આવે સાથે નાણું;
રહે ઘરમાં કે ગામ. દેશ પરદેશે પડશે;
જળ પરપોટો જેમ, એક દિન નિશ્ચે નડશે:
રાખી કોઇની રહેશે નહીં, દિવસ નકી નહિ દેહનો;
શામળ કહે કાચો કુંભ છે, તો ભરૂંસો શો તેહનો.
૧૪૬

## સ્રીના દુરગુણ વિષે.

સ્રિના પેટમાં વાત, રહે ન ભલી કે ભુંડી;
સ્રિયે જાણિ જો વાત, દેશમાં વાગે ડુંડી;
સ્રીને છાની વાત, કહે તો કાળજ ખૂટયો;
સ્રી સાથે એકાંત, કરે તો રામજ રૂઠયો;
પ્રેમદા એ બહુ નર પર ભણ્યા, મમતે કઇને મારિયા;
અનમી શૂરા અંહકારિ પણ, હોડ હઠીલા હારિયા.
૧૪૭

રણુમાં ઝુંઝે રહી, વાઘ સાથે બથ ઘાલે;
હરિત દંતને હાથ, ઝડપથી મરડી ઝાલે;
ચડે મેરૂ ગિરિ માંહિ, સિંહને શિશ જઇ બેસે:
મણિધર મણી મરોડ, હોડ અરણવ જળ પેસે:
વળિ અગમ નિગમ લક્ષણ લહે, ત્રિલોકને જીતે તકે;
શામળ કહે છે શોધી જુઓ, સ્ત્રીને જીતી નવ
શકે. ૧૪૮

---

નારી નીચ સ્વભાવ, અજીત નવ જાયે હારી;
પર પુરૂષો શું મગ્ન, મરદને નાંખે મારી;
વિહ્વળ ચિત મન મદન, રૂદન કરતી વણ વાંકે;
સાચી કોઇ ન દીઠ, જૂઠ અતિ આડે આંકે;
શિખામણ તેની સાંભળી, મનમાં તુરત ન માનિયે;
શામળ કહે કદિ શાણી ઘણી, પણ પ્રેમદા મતિ પાનિયે.

---

૧૪૯

સ્ત્રી ચરીત્ર બહુ લાખ, નીચ મતિ જુગતે જોડે;
લાખ દિવસની પ્રીત, રીત રંજકમાં તોડે;
હસે વિના પ્રસ્તાવ, ભાવ હિણ ભલ પણ છોડે;

કઠણ રૂદય વળિ કુમતિ, મમત પોતાનો મંડે ;[સદા.
વળિ ગરજ પડે ગરૂવી ઘણી, સ્વામિ સાથ સમરથ-
વળિ સહજ વાતમાં શાપદે, કલંક વાત કહે કદા.
——
૧૫૦
અતિ લાલચનેં લોભ, થોભ જુગતે જૂઠાનો ;
આળસ નિદ્રા અંગ, રંગ રૂદયે રૂઠયાનો ;
નિર્દય નગણે નેહ, દેહ મેલી મેલું મન ;
ચસુર પક્ષ પર પ્યાર, ઘણો આહાર જુવતિ જન;
નીર્લજ રાખે નહિ નમ્રતા, જાતિ સ્વભાવે જાણવી;
વળિ આપ મત્યે ડાહી ઘણી, અધિક નીચ ઉર આ-
——
ણવી. ૧૫૧
મૂખ ઉપર નહી મૂછ, તુછ દીસે નહિ ડહાડી;
કરે નીચનો સંગ, અંગ હીંડે ઉઘાડી ;
નદી તલાવે જાય, ધાય પરમંદીર પેસે ;
પરપૂરષ શું મગ્ન, નગ્ન થઈ નહાવા બેસે ;
મુખ બિંદુ શામ નાકે નથન, કથન જૂઠ જોતાં કડે ;
ચિત ચતુર પુરૂષ ચેતી જુઓ, માનનિ મનશું-
કયમ રડે. ૧૫૨

——

ઘડિમાં આપે સૂખ, ઘડિકમાં દુખ દેખાડે;
ઘડિમાં ચાંપે ચરણ, ઘડિકમાં મરણ પમાડે;
ઘડિમાં ભાળવિ લહે, ઘડિકમાં સરવશ આપે;
ઘડિએકમાં કહે વીર, કંથ ઘડિમાં કરિ થાપે;
વળિ ઘડીએકમાં વિખદિયે, પરણ્યો તજી પરશું રહે;
કવિ શામળ ભટ સાચું કહે, બુધિ હિણ તે કયમ-
બિહે. ૧૫૩

---

સ્રીના વાંક હજાર, તોય તેને નવ હણવી;
ડહાપણ દશે હજાર. તોય મૂરખમાં ગણવી:
સતિ શિરોમણિ શુધ્ધ, તોય જશ હીણી જારી;
હઇડે અધિકું હેત, તોયે ત નાંખે મારી;
નારી અવગુણ ગણવા નહી,ચતુર ન ગણવી ચૂકવી;
શામળ કહે છે હણવી નહી, માનનિ જીવતી મૂકવી.
૧૫૪

---

નાર વિના નર રંક, શંક રાખે નહિ કોઇ;
નાર વિના નર ચોર, જોર જર બેસે ખોઇ:
નાર વિના નર નિરબળ, સબળ રાખે નહિ સંગે;

નાર વિના નર દીન, હીન સુખ એકલ અંગે;
ચતુરાં વિન તો ચાલે નહિ, જગત માંહિ રહે જાહરે;
શામળ કહેછે શામા કશી,તજે જગતતો તાહરે. ૧૫૫

---

જે ઘરમાં ઘર નાર, દામ ઉધારે દેશે;
જે ઘરમાં ઘર નાર, પિંડ પીત્રી પણ લેશે;
જે ગરમાં ઘર નાર, તોજ એહનું શિર રળશે;
જે ઘરમાં ઘર નાર, માન માણસમાં મળશે;
ઘર નાર જેહને ઘર હશે; શોભિત સાહ સરસ જસો;
ઘર નાર વિના નર નીરખલો, સાહ તોય તસકર ત-
સો. ૧૫૬

---

રાખે કુંથનિ રીઝ, કામ કરવા દિલ દાસી;
પિયુ ઘર કામ પ્રધાન, હોય મધુરી મુખ હાસી;
કંદ્રપ વેળા કામ, ખરૂં દિલ રિઝવે ખાંતે;
સેલી સેવા માંહી, ઘણી રૂપણી ઘાટે;
પતિવ્રતાપણું પાળે ઘણું, નર ઉપર દિલ નેહનું;
કવિ શામળ કહે શોધી મળે,તરૂણી નામજ તેહનું.
૧૫૭

---

## મૂરખવિષે.

મૂરખનો સરદાર, જેહ ધન જુગટે ખુએ;
મૂરખનો સરદાર, પરાયું પાપજ ધુએ;
મૂરખનો સરદાર, વડા શું વેરજ બાંધે:
મૂરખનો સરદાર, ભૂતનુ સાધન સાંધે;
જન મૂરખનો સરદાર, જે પ્રભુ ભજતાં આળસ કરે;
શામળ કહે મહિ પતિ મુર્ખના, નારી જેહ રૂદે ધરે.
૧૫૮

## પરસ્ત્રી વિષે.

પરનારી શું પ્રીત, દેહમાં દુઃખ ઘણેરૂં:
પરનારી શું પ્રીત, થાય અઘ આવી અનેરૂં;
પરનારી શું પ્રીત, ખરે તનમાં ક્ષયરોગ;
પરનારી શું પ્રીત, ભાગ્ય હીણાના ભોગ;;
પરનારી સાથે પ્રીતછે, પડિયો પાપ પ્રસંગમાં;
કવિ શામળ ભટ સાચું કહે, ઉચાટ ઉપજે અંગમા.
૧૫૯

પરસ્ત્રિ થી સુખ હાણ, પરસ્ત્રી સંગે પાપ;
પરસ્ત્રિ નરક નિ ખાણ, ત્રિવિધિના ઉપજે તાપ:
પરસ્ત્રિ ગત પ્રભુ દૂર, પરસ્ત્રી ગૂણ ઘટાવે;

તે તાતી તરવાર, કોઈ દિન શીશ કટાવે;
પર નારીને જે પરહરે, તે ડાહયા કહેવાય છે,
શામળ પરનારી સંગથી, જીવનૂં જોખમ થાય છે.

---

૧૬૦

પરનારી શું પ્રીત, તેને ભોજન નવ ભાવે;
પરનારી શું પ્રીત, સુખે નિદ્રા નવ આવે;
પરનારી શું પ્રીત, હરી સેવા નવ સૂજે;
પરનારી શું પ્રીત, બુદ્ધિ સારી નવ બૂજે;
એ પાપ રૂપ પરનાર છે, અપજશ ઊપજે આપના;
શામળ પ્રીતી પરનાર શું, બોળે બોહતેર બાપના.

---

૧૬૧

## વાળંદ વિષે.

વાળંદ ને ઊર વાત, રહે નહિ છાની છપની;
વાળંદ ને ઊર વાત, રહે નહિ ખોટી ખપની;
અઢાર વરણું એહ, અતીશે જાતજ ઓછી;
ન ગણે પુન્ય કે પાપ, છેક તેની મતિ ઓછી;
શીખામણ દઊંછું સર્વને, દેશ વાગશે ડુંડિયો.
જેવાળંદ આગળ વારતા, કાણી રૂડાંકે ભુંડિયો. ૧૬૨

---

## ભાટ વિષે.

કરે જમાણી કોઇ, દસોંદી કોઇ કહાવે;
કોઇ વજાવે વાટ, કોઇ કિરતી ગુણ ગાવે;
કો પિંગળના પાઠિ, કોઇ મોઢાથી મહોણી;
કો પસાયતાં ખાય, કરે નહિ સેવા કોની;
સનમાન મળેતો સાહેબો, અપમાને દિલમાં ડરે;
કવિ શામળભટ કોડે કહે,ભાટ ભલી ભાંજો કરે. ૧૬૩

## કોળી વિષે.

કોકિલ તો દાતાર, સ્વભાવે કોકિલ સગરો:
કોળિ વજામણુ વાટ, ન હોય કોકિલ નગરો;
કોકિલ કોકિલ માંહિ, કદી નહિ થાયે કૂડો;
જઇ ચોરે પર રાજ્ય, રાજ્યમાં તો રહે રૂડો;
ભેદ ભૂપતિ ભંડાર, શરણાગત સોડા સહી;
શામળ જાતી કોકિલ તણી, દિઠી વસ્તું મેલે નહી૧૬૪

## સોની વિષે.

ચાહન કોળી ચોર, લહે તે ખાતર પાડી;
મુગલ લોક પણ ચોર, લહે તે કરિને ચાડી;

વણિક જાત પણ ચોર, લહે મરડી દાંડીને;
કૃષિક જાત પણ ચોર, લહે ખેતર માંડીને;
એમ કશબ ચોર કઈ કોટિધા, એતો અપરમ પાર છે;
પણ દહાડે ચોરે દેખતાં, સત્ય ચોર સોનાર છે. ૧૬૫

---

## કુણબી વિષે.

શેઠ હોય શ્રીમંત. હોડ કણબીથી હારે;
કણબી જેવો કોઈ, ધર્મ રૂડો નવ ધારે;
વણિક કોટિ ધ્વજ હોય, તોય ગણશે લખિ લેખું;
દુર્બળ કણબી દાતાર, ડાહ્યા કે ઘેલા દેખું;
જે જાણ હશે તે જાણશે, અભિમાની મોજો માણશે;
શામળ સીમા આપ્યા તણી, માગણ મોજો મા-
ણશે. ૧૬૬

---

મજે કણબિ જો કોઈ, જાચકો તેને જાચે;
બિજો હોય બળવંત. રખે કો તેને રાચે;
ન કહે કણબિ ન કાર, શરમમાં એ શરમાશે;
જો કદિ નાણી અપાય. તોય કાયા કરમાશે;

ભાજનાં પરે ભાજ કરી. ના પાકારી નહિ કહે;
શામળ કહે ભૂ ના ભારતા, ધોરી કે કણબા વહે.

૧૬૭

## કર્મહિણ વિષે.

નિર્ભાગી જાય ગંગ, કષ્ટ પામે કૂટાય:
જો તે રળવા જાય, લાભ સુદ્ધાં લૂટાય:
અભાગિ પરણું નાર, જાય નિસરી કે મરશે;
અભાગિ પામે ગરથ, ચારકે હાકમ હરશે;
નિર ભાગી બેસે ઘોડલે, પડશે કે પગ ભાગશે;
નિર ભાગી ને મંદિર મળે, પડશે કે દવ લાગશે. ૧૬૮

અભાગિ જમવા જાય, ભુખ્યો રહે કે વળે વાસી;
વદે સરસ જો વાત, લોક કરશે સઊ હાસી;
અભાગિ ડાહયો થાય, ઘણા જન તો કહે ઘેલો;
જો નવ બોલે બોલ, કહે હઈયાનો મેલો;
સઊ કર્મ હીણ કૂટાય છે, ગરથ જ્ઞાન નો ગૂટકો:
શામળ કહેછે નિર્ભાગીનો, કશિ વાતે નહિ છૂટકો.

૧૬૯

## સ્વભાવ વિષે.

કેસર કયારા માંહિ, બરાસ કસ્તુરિ મહેકે:
પાછળ કનકનિ પાળ, લક્ષના મોતી લહેકે:
ગંગા ગોમતિ નીર, ઝવેર જડીતજ ઝારી:
સોળે ધરી શણગાર, સિંચે નરપતિની નારી;
એવી રીતે કદિ ઊગિયો, લશણ છોડ ગંગા તટે;
બદબો ઊઠે અતી ઘણી, શામળ સાચું કહે બદબો:
નવ મટે લશણ તણી. ૧૭૦

---

જળ તરવા ને તુંબ, અગ્નિ ઓ લવવા નીર:
ભુખનું ઓષડ અન્ન, બાળનું ઓષડ ક્ષીર;
તાવ ઓષડ ઉપવાસ, ગૂમડે ડામજ દેવા;
વિવેક તો વશિ કરણ, સમસ્ત પ્રકારે સેવા;
ઓષડ છે એકે એકનાં, કોડે કોડે કહું કથી;
ભુંડા કે રૂડા સ્વભાવનું, શામળ કહે ઓષડ નથી.
૧૭૧

---

સમાપ્ત.